

શ્રી ઈમામશાહબાવાની કથેલી.

# યોગવાણી.

લેખક

સૈયદ બાવા સાહેબ અહમદઅલી "ખાકી"

॥ પ્રકાશકો ॥
સત્પંથી
સૈયદ શમ્સદ્દીન બાવા સાહેબ "ખાકી"
તથા
પટેલ કાનજીભાઈ રત્નાભાઈ
મુ. પીરાણા ( ડી. અમદાવાદ )



પ્રત ૧૦૦૦. આવૃતી ૨ સંવત ૨૦૨૭

મુદ્રક: મણિલાલ છગનલાલ શાહ,
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા, અમદાવાદ.



દર્શનલાભ રૂા. ૨=૫૦ પૈસા



શ્રી ઈમામશાહબાવાની કથેલી.

# યોગવાણી.

લેખક

સૈયદ બાવા સાહેબ અહમદઅલી "ખાકી"

॥ પ્રકાશકો ॥

સત્પંથી

સૈયદ શમ્સદ્દીન બાવા સાહેબ "ખાકી"

તથા

પટેલ કાનજીભાઈ રત્નાભાઈ

મુ. પીરાણા ( ડી. અમદાવાદ )



પ્રત ૧૦૦૦. આવૃતી ૨ સંવત ૨૦૨૭

મુદ્રક: મણિલાલ છગનલાલ શાહ,
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા, અમદાવાદ.

દર્શનલાભ રૂ. ૨=૫૦ પૈસા



You can resize and move this box in any PDF Application like Adobe Acrobat Reader.

No specific pages. See whole book.

શ્રી સદ્દગોર પીર ઇમામશાહ બાવાકૃત-

# યોગવાણીનાં જ્ઞાન.

લેખક
સૈયદ બાવા સાહેબ અહમદઅલી "ખાકી"

॥ પ્રકાશકો ॥
સત્પંથી
સૈયદ શમ્સદ્દીન બાવા સાહેબ "ખાકી"
તથા
પટેલ કાનજીભાઈ રત્નાભાઈ
મુ. પીરાણા ( ડી. અમદાવાદ )



પ્રત ૧૦૦૦. આવૃતી ૨ સંવત ૨૦૨૭

મુદ્રક: મણિલાલ છગનલાલ શાહ,
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ, ઘીકાંટા, અમદાવાદ.



દર્શન લાભ રૂા. ૨=૫૦ પૈસા

# પ્રસ્તાવના

આ જ્ઞાન યોગવાણીનાં છે, તે સદ્‌ગોર બ્રહ્મા સદ્‌ગોર પીર ઈમામશાહ બાવા, જ્યારે પોતાનાં પીતા શ્રી પીર કબીરદીન સાહેબ અમર લીલા સ્વીકારી ગયા, તેના ત્રણ દિવસ પછી યોગિયો દશાંશના નાણા લઈને આવ્યા. તે સમયે શ્રી સદ્‌ગોરજીએ, યોગિયો સાથે જ્ઞાનનો પ્રસ્તાવ કર્યો, ને સદ્‌ગોર બ્રહ્માજીએ યોગ સમજાવ્યો, તેના છે. તે સમય શ્રી સદ્‌ગોર બ્રહ્મા ઈમામશાહ બાવાની આયુષ્ય (૯) વરસ લગભગની હતી.

શ્રી. સદ્‌ગોરજીએ ભવિષ્યનો સમયે જે હજુ આવવાનો છે તે કેવો આવશે? તેના વિષયમાં પોતે "બારમી સદ્દી"નું જ્ઞાન કહેલું છે, તે પ્રથમ આપવું મને પોતાને યોગ્ય ને સાનુંકુળ ભાસવાથીજ પ્રથમ આપ્યું છે.

## * જ્ઞાન બારમી સદ્દીનું.

બારમી સદ્દી જ્યારે આવશે, ધર્મ નહિ રહે લગાર. ૧
ધર્મ કરતાં ઓછું આણશે, એવો આવશે સંસાર. ૨
સતીયોના સત્ય જ્યારે ટુટશે, ત્યારે સત્ય નહિ રહે લગાર. ૩
ખાના માંહે ભૂતખાના વાપશે, એવો આવશે કલિ કાલ. ૪
ટાઢી સીએલ મુનિવર પાલશે, ઓંહતેર ખાના બાવ્યાનું રે પાપ. ૫
ત્રીસો બત્રીસો પાપી જાણજો, તે પણ છે એ મહા ચંડાલ. ૬
છત્રીસે છેતર પિંડી થાશે, તે તમે જાણજો નિર્ધાર. ૭



* બારમી સદ્દી=બારમો સૈકો.

પિસ્તાલિશે બારમી સદી પુરી થાશે,-ત્યારે જાગશે અજેપાલ. ૮
પચાસે બાવને બલ જાગસે, ત્યારે થાશે એકારેકાર. ૯
સાઠે બાસઠે બલ આવશે, જે પેઠો છે પિઆલ. ૧૦
સીતેરે બોંતેરે [1]સંધી ફીટશે, એવે ભેળાશેરે સંસાર. ૧૧
પંચાસીયે પીર શમ્સ જાગશે, ઋષિંવર થાઓને હુંશિયાર. ૧૨
ચોરાણુવે પંચાંણુવે પશ્ચિમ ઉગશે, અલી મેંહેદી થાશે અસવાર.૧૩
નવ્વાણુંએ સૌકો પડે[2]સંધ આવી પોતી,અગમ અલ્લાહકું જાણુ.૧૪
જ્ઞાન બોલ્યા ગોર ઈમામશાહ,મુનિવર એ સહી કરી પરમાણુ.૧૫

---

જગતનું ભવિષ્ય, શ્રી સદ્ગોરજીએ આજ્ઞાને કરી ફર્માવ્યું છે, તે સુજ્ઞ વાંચક વિરાઓ મગજ શાન્ત રાખી સાત્વિક અહારીએ સોધી જોવું. સદ્ગોરજીનાં ભાંખ્યા કદી મિથ્યા નથી થવાના.

શ્રી સદ્ગોર અનંતનાં તારણુહાર, શ્રી પીર કબીરદીન બાવાની આયુષ્ય ૧૧૯ વરસની થઈ, જામો પોતાનો સમાવવાના કારણો સર્વ આવી મલ્યા, તે જાણી તે સમય પોતાનાં અઢારે પવિત્ર પુત્રોને પાસે બોલાવી પોતે આજ્ઞા ફર્માવી, કે મારો હવે વિચાર જગત જંજાલથી મુક્ત થવાનો પૂર્ણ થાએ છે. માટે તમો અઢારે વિસાઓને સત્પંથી આલમમાં જઈ સર્વને ચેતના આપી દો, સર્વેએ નોખા નોખા પ્રદેશમાં જાવું. તે દરેકને નોખા નોખા પ્રદેશો ચીંધી ભલામણ સર્વ કરી દીધી.

શ્રી સદ્ગોર હ૦પી૦ ઈમામશાહ બાવાને ગુજરાત તરફ  જવા આજ્ઞા થઈ. શ્રી સદ્ગોર બ્રહ્મા, હ૦ પી૦ ઈમામશાહ

---

૧ સંધી–હદ, યોગ. ૨ સંધ–હદ, છેડો. સાંધો

બાવાની તે સમય વય ફક્ત *પાંચ યા નવ વરસની લગભગ હતી. બાળવય ને લાંબો પંથ, તેથી જગતનાં વિવેક ખાતર શ્રી કબિરદ્દી બાવાએ પોતાનાં હજુરી મુખી હાજરબેગ સાહેબને સાથે જવા ફર્માવ્યું.

તે અરસામાં જ સર્વ ભાઈઓ શ્રી અન્નતનાં તારણ-હારની આજ્ઞા શિરવંધ ગણી, પોત પોતાને પંથે પળ' ગયા. શ્રી સદ્ગોર હ૦પી૦ ઈમામશાહ બાવા ઉંચ મુલ્તાન થી ૨૦૦, ગાઉ છેટે પંજાબ ને સિંધની સરહદ પર કશ-મોરા શેહેર છે, તેની પાસે કોટલી ગામ હતું, ત્યાં રાત્રે હતા.

રાત્રે સત્યપંથિયોનાં સમુહ વચ્ચે વચનામૃતો વરસાવતા હતા. લગભગ રાત્રીનો અધ ભાગ વ્યતીત થયો હતો, સૌ સાથ આનંદ મનાવી રહ્યા હતાં, ત્યાં એકાએક શ્રી સદ્ગોર હ૦પી૦ ઈમામશાહ બાવાનું મુખકમળ લેવાઇ જઈ, આંખો માંહેથી અશ્રુનાં બિન્દુઓ ખરી પડયા, એ દેખાવ સત્પં-થિયોથી જોયો ન ગયો, તરત વડેરાઓ શ્રીજી સનમુખ હાજર થઈ, ઉદ્દાસીનું કારણ પુંછી વિનવવા લાગ્યા.

શ્રીજીએ ફર્માવ્યું કે કાંઈ નહિં, હું અત્યારે જ 'ઉચ્ચ' જવા ઇચ્છા ધરાવું છું. સર્વ સંઘે અરદાસ કરી, સાહેબ ! અત્યારે બે, અઢી, પહોર રાત્રી ગુજરી ચુકી છે. આપ રહી જાવ ! સવારે તે બાબતના સર્વ ઉપાય કરશું, શ્રીજીએ ફર્માવ્યું, કે ઉપાય, બુપાય કાંઈ નહિ, હાલજ મારે રવાના થવું જ જોઇએ. સંઘે ઘણો આગ્રહ કરી ઉતાવળનું કારણ પુછયું.



*એક ઠેકાણે પાંચ વરસ લખ્યા છે, એક ઠેકાણે નવ વરસ લખ્યા છે. જન્મતીથી જોતાં નવ વરસ સાનુકુળ છે.

આપે જવાબમાં કહ્યું, કે અન્નતનાં તારણહાર અમર લીલા કરી ગયા છે; મારે તેમને દફનાવ્યા પેહેલાંજ જવું જોઇએ. સંઘ સર્વ આશ્ચર્ય પામ્યો. ને શ્રીજીની બાળવય સામું જોઈ બચપણના સ્વભાવે ભોળવાઈ, સમજ્યા કે પિતાશ્રી સાંભરી આવવાથી આવી હઠ કરે છે. વડેરા વિનવવા લાગ્યા કે, ...મજી! પિતાશ્રીની હયાતીથીજ આપના લાડકોડ પૂરા ...એ છે. આવે તેઓશ્રીનું આવું ઈચ્છવું ના જોઈએ! શ્રી સદ્દગોર પીરશ્રી ઇમામશાહ બાવાએ ફર્માવ્યું કે, તમારૂં કહેવું ...ુંએ સત્ય છે. મારા તો લાડકોડ પૂરા કરે છે, તે તો ઠીક પણ આખી જગતના લાડકોડ એનેજ પુરા કરવાનાં છે. પણ જે બીના બને છે. ને જે ભાવી છે, તેને મિથ્યા કરનાર ...ઈ નથી.

સંઘે વિન્નતી કરી કે! આપ શું? અત્યારે તૈયારી ...રી રવાના થવાથી, શ્રીજીને દફનાવ્યા પહેલા પોહોંચી જશો? આપ કહો છો, કે મારી પાંતી હજુ મને મલી નથી, તો તે શ્રીજી પાસેથીજ લેવી છે. તે કેમ પોહોંચી શકશો? અહીંથી ઉંચ શહેર બસો, સવા બસો, ગાઉ દૂર છે. આપ ધીરજ કરો તો સાંઢણી કરી લાવીયે, તે પણ રાત્રી પડયા પછી પોહોંચાડશે. શ્રીજીએ ફર્માવ્યું કે, મેં તમને નાં કહ્યું? કે હું અત્યારે જવાની ઈચ્છાવાળો છું. સાંઢણી એકજ માણસ લઈ જાયે! પણ મારે તો હાજર એગ સાથેજ જોઈએ સંઘે અરજ કરી કે આપ હઠ ન કરો, આપને પગે લાગી વિનવિયે છીયે. ઘણું, ઘણું કહ્યું ત્યારે, સદ્દગો-રજી ફર્માવ્યું કે, તમો ગભરાવ નહિ, જેને જેને છેલ્લે

યો. ૧

છેલ્લા દર્શનનો લાભ લેવો હોય, તે સર્વ મારી સાથે ચાલો. એમ કહી હાજર બેગને રથ તૈયાર કરવા આજ્ઞા આપી દીધી.

પોતાને સર્વ સંઘને મળતાં હલતાં ગાડી વગેરે તૈયાર થતાં અઢી ત્રણ વાગ્યાનો સુમાર થઈ ગયો. જે સાચા સત્પંથી હતા. જેને દર્શનની અભીલાષા હતી, તેવા ચાલીસ ભક્તો તૈયાર થઈ સાથે આવવા આવી મલ્યા. સંઘ સર્વને સાથે આવનારા ચાલીસે પુરૂષો શ્રીજી સાથે રવાનાં થયાં. સંઘ તો ગામના ઝાંપા સુધી આવી હળીમલિ સદ્‌ગોરજીની સફર સફળ ઈચ્છી, આવજો, અવજોની વિનતીઓ કરતા રહ્યા. મનમાં ગમે તેમ શ્રીજીના બાળપણની વાતોકરતા રહ્યા! શ્રીજી સાથે આવનારા ચાલીશે માણસોને થોડેક દૂર સુધી આવવા દઈ સાથે આવેલાઓને પોતે ઉભા રાખી ફર્માવ્યું, કે મારે 'ઉચ્ચ' જવું છે, આવનારા પુરૂષોએ કહ્યું કે હમો પણ આપના સાથેજ આપનાજ હુકમે, આવ્યા છીએ, તે ચોકશજ, એમ ત્રણવાર પુછ પરછ થયા પછીજ, સુમુક્ષુઓને પોતે આજ્ઞા કરી કે તમો સર્વ મારા રથને વળગી પડો, જે હાથમાં આવે તે ઝાલી રાખજો. છોડતા નહિ. આજ્ઞા થતાં સાથ ચાલીશે પુરૂષો રથને ચારે તરફ વિટલાઈ લઈ, જે હાથમાં આવ્યું તે ઝાલી વળગી રહ્યા. વળગી રહ્યા પછી શ્રીજીએ આજ્ઞા કરી કે આંખો સર્વ બંધ કરી લો, મારા કહેવા પેહેલાં કોઈ આંખ ઉઘાડશો નહિ. એમ કહી પોતે હાજર બેગની જગ્યા એ આવી હાજર બેગને અંદર લઈ બળદોના પૂઠા ઉપર બને હાથો રાખી દઈ આજ્ઞા કરી. કે રથને બળદે મનોવેગી વેગ ધારણ કર્યો. વાત કરતાં વેંતજ, રથને

સમુહ સર્વને લેઈ ઉચ્ચને ઝાંપે આવી પોહોંચ્યાં, એજ ટાણે શ્રી અન્નતનાં તારણનોજનાજો સામી ગામ બાહેર આવતો જોયો. તરતજ, સર્વને આજ્ઞા કરી, કે આંખો ઉઘાડો, શ્રીજીનો જનાજો આ સામો આવે છે. પોતે રથેથી ઉતરી જનાજા પાસે ગયા, ને હાજર બેગ રથ લઇ મુકામે ગયા. પોતે જનાજા પાસે જઈ જનાજાને અટકાવ્યો, ને પછી જે લીલા કરી તે સર્વ વાત જીન્નત નામાનાં ૫૨ વચનમાં શ્રીજીએ પોતે ફર્માવી છે.

જનાજા માંહેથી અન્નતમાં તારણ હારે મુખ કાઢી, સાકર, માળા, વચનાદિ આપી સદ્દગોરજીને સંતોષ્યા. ને શાહ દરગે જવા આજ્ઞા આપી.

સદ્દગોરજી અન્નતમાં તારણહારની આજ્ઞાથી શાહ દરગે જવા તૈયારી કરતા હતા, તે તૈયારીનો દ્રશ્ય જોઈ, શ્રીજીની બેન બાઈ બુઢાઈ સાહેબની એક અમુલ્ય મનો ભાવનાં પુરણ કરવા, શ્રીજીને અન્નંતનાં તારણનો ચાલી સો કરી શાહ દરગે જવા વિનવ્યા, શ્રીજી અન્નતનાં તારણહારનો ચાલી સો કરવા રોકાયા. તે અરશામાં શ્રીજીનાં શિષ્ય મંડળમાંના કેટલાક યોગિયો દશાંશના નાણા રૂપિયા સાડા સાત લાખ ઉપર લેઈ આવ્યા. તેઓએ તે રૂપિયા કોને આપવા? એ સવાલ ઉભો થવાથી, સતરે ભાઈ યોગીયો માટે એકત્ર થઈ યોગીયોને બોલાવ્યા. યોગીયોએ શ્રી પીર કબીર દીન સાહેબની આજ્ઞા આગળ કરી, ને કહ્યું કે, હમોને સદ્દગોર-જીની કળાનાં પૂરેપૂરા દર્શન કરાવો, તો નાણા દશાંશના લો.

ત્યારે સર્વે ભાઈયોએ પાછા હઠી કહ્યું કે એ પીર શમ્સનું કર્તવ્ય છે. એ મોટું રૂપ લેવાય નહિ.

ત્યારે યોગીયો નિરાશ થઈ પાછા જવા લાગ્યા. ત્યારે હાજર બેગ એ યોગીયોને મળ્યા, ને સમજાવ્યા. કે, સદ્ગોરજી તો મકાનમાં બેઠા છે. તેમને મલો, તો તમારા કાર્ય થાએ.

ત્યારે ત્રણે યોગીયો શ્રીજી પાસે આવી વિનંતી કરી. ને દશાંસ લેવા વિનવ્યા. પોતે સદ્ગોરનું સાદસ્ય સ્વરૂપ દેખાડી, દશાંશ લઈ ભાઈયોને વેહેંચી દેવા આજ્ઞા કરી, તે સમયે યોગીયોએ સમયને શોભતી પ્રશ્નાવલી રજુ કરી, તેનો સદ્ગોરજીએ શાંન્તીએથી સમાધાન કર્યું, તેજ આ જ્ઞાન યોગ વાણીના નામથી પ્રખ્યાત છે.

આ કલિયુગમાં આવા યોગથી મોક્ષ નથી, પણ ગ્રહસ્થાશ્રમ પુરી રીતે શાસ્ત્રાનું કુળ પાળી શ્રીહરિથી યોગ કમાઓ તોજ મોક્ષ છે. પુરી રીતે ક્રિયા ગ્રહસ્થાશ્રમી રહી પાળવી, સયંમ જાળાવવો, ભાભારામ સુબોધમાં શ્રીજીએ તે સર્વ વાતનો ખુલાશો કરેલો છે.

આત્મ દર્શન પામવા માટેજ પહેલાં આત્માંના શ્રષ્ટાને ઓળખી તેનો મનુષ્ય તન વેદ પ્રમાણે ખોળી, યુગમાંનો યુગ સ્વામી ઓળખવાથી મોક્ષ છે, તેને શાંન્તીએ યુગમાં મનુષ્યપણામાં ખોળવાથી જ તે મળે, ને તે શ્રીને મળે જ મોક્ષ છે, જેથી સંયમ, ક્ષમા, દયા, સંતોષ, ક્ષમા, આજ્ઞાકિ-પણાએ શ્રીજી સાંપડે છે.

પ્રથમ પહેલાં હ્રદય પવિત્ર કરવાની જરૂર છે, તે માટેજ સદ્ગોરજીએ માદક પદાર્થ તજાવ્યા છે, 'અમલ આહાર

તજો નર જોઈ.' સદ્‌ગોરની શિખામણ, ખાદ્ય વસ્તુઓમાં જ્યાં, જ્યાં માદકતા મેળવેલી દેખાતી હોય ? તો તે ખોરાક પણ તજવો જરૂર છે. અમલ એટલે જેનાથી બુદ્ધિને વિકાર ઉત્પન્ન થઈ વમલ ઉપજાવે, તેવા સર્વ ખોરાક માદકજ કહેવાય.

માદક અહારિયોને સત્પંથ સમજવાનું નજ ભાન થાય. માદક અહારી સત્પંથિ કહેવાતો હોય ! તો તે સત્પંથી નહિ, પણ પ્રપંચી છે. શ્રી સદ્‌ગોરજીનાં વચન ઉવેખી સત્પથિ ક્યાંથી થવાય !

યોગવાણીમાં શ્રી હરિથી આત્માનો યોગ કેમ થાએ ? તેની સર્વ સમજ આપવામાં આવી છે. શ્રીહરિ મનુષ્યરૂપે યુગમાં આવે છે, તેનો એક જ માર્ગ હરિવંશ છે. તે હરિવંશમાંજ હરિ આવે, હરિવંશમાંજ બ્રહ્મા ને વિષ્ણુ હોય, બીજે કોઈ પણ જગ્યાએ હરિવંશ મનાવવાનાં ફાંફાં છે, તે કોઈએ માનવું નહિ. હરિવંશની ઓળખાણજ સત્પંથમાં હરિવંશનો યોગ વાણીએ કરી સમજાવ્યો છે તે આ પ્રમાણે છે.

શ્રી કૃષ્ણ ભગવાન વિષ્ણુનો અવતાર દ્વાપુર યુગમાં હતો, તે સમય તેઓશ્રીના અગ્રગણ્ય શિષ્ય, અર્જુન પાણ્ડવ હતા. શ્રી અર્જુન ને પાણ્ડવોથી શ્રી કૃષ્ણ અતિજ નિકટના સંબંધે બંધાયા હતા. ત્યાં સુધી કે, કાંટો પાંણ્ડવોને વાગે ત્યારે શ્રીકૃષ્ણ પગ ખોતરાવવા જાય, શ્રી અર્જુન ને એ મહા જ્ઞાન શ્રીકૃષ્ણ પરમાત્માએ સમજાવતાં પોતે ફર્માવ્યું હતું, કે મોક્ષનો છેલ્લો આ એકજ ઉપાય છે. કે "મનેજ કર્તા, હર્તા પ્રભુ" માનીનેજ મારા સ્વરૂપનુંજ ધ્યાન ધરતો થકો મારા સ્વરૂપને પામી જવાશે.

શ્રી અર્જુને શંકા થવાથી પ્રશ્ન કર્યો, કે મોક્ષ જો આપનાજ શરીરના ધ્યાને મળવાનો હોય ? તો આપનું શરિર સ્થાયી કાયમ રહેવાનું છે ? શ્રીકૃષ્ણ કહ્યું કે નહિ. તો આપનું શરિર અસ્ત થયા પછી જગતનો મોક્ષનો માર્ગજ બંધજ થઈ જવાનો. શ્રીકૃષ્ણે જવાબ દીધો કે નહિ. "વૈંશાદિપાત્ર પૂજામ હં" મારો વંશ પુજાને પાત્ર છે.

મારા વંશનું ધ્યાન ધરતો પુરૂષ પણ તે મારા પણાને પામી; અને પામી જઈ મોક્ષ ગામી થાશે. શ્રી અર્જુને પુછ્યું ? આપને તો લાખ ઉપરાંત પુત્રો છે ? તેનો સામટો ધ્યાન કે વીરી તે ધરાય ? ને તેમાં ધ્યેય મૂર્તિ કોને લેખવી ? શ્રીકૃષ્ણે ફર્માવ્યું કે, હરિવંશ પુજાને પાત્ર છે. શ્રી અર્જુને પુછ્યું ? આપ શ્રીવિષ્ણુ, એટલે હરિ કહેવાઓ, જગતનાં તાપને હરનારા છો શ્રીકૃષ્ણે ફર્માવ્યું કે, તમે કહ્યું એ યથાર્થ છે. પણ મારા શરિ પછી હરિવંશની પદ્ગી માટે તેમ નથી. હરિવંશ તો આવી રીતે ઓળખાય છે. ૧ બ્રહ્મા. ૨ વિષ્ણુ, ૩ શક્તિ, એ ત્રણે નો એકજ મિશ્ર વંશ થાયે, તેજ હરિવંશ કહેવાએ. મારૂં શરિર શ્રીવિષ્ણુનું, રૂકમ રાજાનું શરિર બ્રહ્માનું રૂક્ષમણી શક્તિ છે. તે ત્રણેનો ચાલેલો તે જ વંશ હરિવંશ લેખાય.

રૂક્ષમણીનાં મહા જ્ઞાની પુત્ર શ્રી પ્રધુમન, તેમનાં પુત્ર શ્રી અનીરુદ્ધ,થયા. તેમનો "ઓષા" શ્રી પાર્વતિજીની સહાયતાએ  શ્રીશંકરે અપેલી, બાણાશુરની પુત્રી એ હરણ કરી શોણિતપુર લઇ ગઈ. તેમનો વંશ શોણિપુરમાં શોણિત સમુદ્રના પશ્ચિમ ત્રટ રહ્યો. ત્યાંથી કાળે કરી મકલેશ્વરમાં આવ્યો,

ત્યાંથી કાલે કરી, પાછો મિસરમાં ગયો, ત્યાંથી કાળે કરી ઈરાનની ભૂમિ પવિત્ર કરી. ત્યાંથી પાછો ભરત ભૂમી પાવન કરવા ભરતખંડે પંજાબ પ્રદેશમાં લીલા કરી, ત્યાંથી કાળે કરી ગુજરાત પ્રદેશમાં કલિયુગની ગંગા સાભ્રમતી ત્રષ્ટ વશાવ્યું.

યુગ યુગની ગંગાનાં નામો નોખા, નોખા, પ્રદેશોમાં હોવાથી નોખા, નોખા પડયા છે. કૃત યુગમાં ૧ કૃતવતી. ત્રેતાયુગમાં ૨ મણિકણિકા. દ્વાપુર યુગમાં ૩ ચંદના આજ કલિયુગમાં ૪ સાભ્રમતી છેજ.

જ્યાં જ્યાં ગંગા વેહેતી, ત્યાં, ત્યાં હરિનાં ચરણોદકનાં પ્રભાવે એ સ્થાનો એ તિર્થ રચાયેલા, એ તિર્થક્ષેત્રો પુજાયા કર્યા છે, તે આજ સુધી પુજાય છે.આજ કલિયુગનાં પ્રભાવે, લોકો મિથ્યા રસ સ્વાદમાં ફસી મિથ્યા અહારે વળગી. માદક પદાર્થોના સેવને વળગી ગયા. જેથી બુદ્ધિ પણ "અહાર તેવા ઓડકાર" અહાર જેવી બુદ્ધિ થવાથી શાસ્ત્ર, વેદ, એ સર્વને 'હંબંગ,' કહેવા ઉભા થઈ પણ શ્રીજીનાં અવ્તારોને ઉથાપી, શાસ્ત્ર આજ્ઞા તજી દઇ, સુખ સગવડને વળગવા દોડી રહી, શ્રીહરિથી વિમુખ થઈ રહ્યા છે.

જે સજ્જનો શુદ્ધા શુદ્ધનો ભેદ મૂકી દઈ, કોમિવાદના ભેદને શુદ્ધતા વિનાજ એકત્ર કરવા મિથ્યા પ્રયત્નો એ મથી રહ્યા છે. જો કે કોમિવાદ વિષિલો અગ્ની છે. એનો પ્રસવ થયા પછી આખી જગતનો નાશ કરી નાખે છે, એ સત્ય છે. પણ શુદ્ધા શુદ્ધનો ભેદ તુટવાંથી, એ વિષિલો અગ્નિ તે પુર ઝડપે ફેલાવનારો પવન છે.

આ યુગ તમાકુ=દોજકનાં ધૂંવાડાનો છે, જગત એમાં લુબ્ધ થયેલું, અને એ તમાકુનો ધૂંવાડો વાતાવરણમાં મલી જઈ આખો એ બ્રમાંડનો વાતાવરણ ભ્રષ્ટ કરેલો છે, જેથી હરેક માણસે શુદ્ધતા બહુજ ચીવટે જાળવવી જોઈ શે.

માટે મારી વિન્નતી પણ એ સાથેજ કરિ દઉં છું કે "જે મહાશયો ! કોમિવાદનો નાશ કરવા પ્રયત્નો કરતા હોય ? તો તેમણે શુદ્ધા શુદ્ધનો પ્રથમ પ્રબંધ કરવો, શુદ્ધા શુદ્ધનાં પ્રબંધેજ જગ કલ્યા છે. એથીજ જ્ઞાનની પ્રાપ્તિ છે. હરિ મળવાનો એજ માર્ગ છે. એ વિનાં સર્વ પ્રયત્નો જગ શાન્તિના મિથ્યા છે. એજ વિન્નતી. હરિ ઓમ, ૐ ૐ ૐ શાન્તી શાન્તી શાન્તી. વાંચનાર, શાંભળનાર, સર્વને મારા ઘણા, ઘણા પ્રેમથી પ્રણામ છે.

લી૦ સત્પંથ સંઘનો દાસાનુદાસ.

**પટેલ કાનજીભાઈ રત્નાભાઈ**

માન કુવાઈ, ધોળું, હાલ મુકામ વરસોલ.
જી. ખેડા. પો. મેહમદાબાદ, વાયા ગોઠાજ.





## સૈયદ અહમદઅલી અલીમીયાં સાહેબ કૃત.

# બ્રહ્મ ઉપદેશ.

### જ્ઞાન શ્રી સદ્‌ગોર બ્રહ્મોવાચ.

શુદ્ધ બુધ્ધે રાચો મુનિવરો, તો દિલથી મેલજ થાએ દૂર;
હૃદયથી જો મેલ દૂર થાએ, તો સાહેબ હોએ હજુર. ॥૧॥
ભાઈ! ક્ષમા સારૂ તને સૃજિઓ, કાંએ ભૂલો વારોવાર,
મનુષ્ય દેહી ફરી નહિ મલે, તમે ચેતીને ચાલો ગમાર. ॥૨॥
ભાઇ! જેનાં દિલમાં ક્ષમા નહિ, તેના દિલમાં નાખો ધુળ;
તેતો ફૂટી હાંડી તોલ છે, તેનું કોડી નાં આવે મુલ. ॥૩॥
ભાઈ! જેના હૃદયમાં ક્ષમા આવશે, તેને જાણો આરીસા પ્રમાણ;
આરિસામાં જેમ પ્રકાશ છે, તેમ સાહેબ ભીતર તુંરે જાણ ॥૪॥
આવો દુર્લભ મનષ્યા તનઆપીયો,તો કાહેર કાંથાવો મુનિવરભાઇ?
અગ્નિએ બલે જેમ સતી અસ્રી,પતિ સાથે તે કાંઠે સીંચાઈ. ॥૫॥
ભાઈ! પુરૂષ થઈ શું અસ્રીથીએ ગયો? વિચારો મનની માંએ;
પતંગ સરીખો એક જીવડો, તે પ્રેમે બાળે પોતાની કાએ.॥૬॥
દિપકે પતંગ ઉતાવળા, જોતાં જઈ ઝપલાવે કાએ;
મનુષ્ય થઈ તું નાં ચેતિયો, તારો મનખો એળેરે જાય. ॥૭॥
આ જીવને કયાં લગી સંતાડશો? છેવટે મરવાનું છે જાણ;
સંસાર સુખ એક પલ છે, આગલ મહાદુઃખ હોશે તમને જાણ ॥૮॥ 
ભાઈ! સાહેબ નામે જીવ દીજીયે, તો સુખ ઘણેરારે થાએ;
હરિચંદ, તારાએ જીવ દીધા, તેના સાખ વેદ પુરાણે ગવાએ. ॥૯॥

ભાઇ! કરણી કહિયે પ્રેહલાદની,જેણે હોલીમાં સીંચાવ્યા અંગ;
થંભ માંહેથી હરિ પ્રગટયા,તેનાં શીતળ રાખ્યા પોતે અંગ.॥૧૦॥
ભાઈ! કરાણી જૂઓ પાંડવોની, જેણે હિમાલે ગળાવીરે કાએ;
એવી કરાણી જો કરાળશો, તો સાહેબ લેશે સ્વર્ગું માંએ ॥૧૧॥
ભાઈ! સત્પંથે સાચા ચાલશો, તેના જીવ અમરાપુરમાં જાએ;
અમરાપુર તમો એમ પામશો. જો જીવતાં મૃતક થાઓ.॥૧૨॥
ભાઇ! કાચી કાયા છે તારી કારમી, તેને જાતાં નહિ લાગે વાર;
જેવું સ્વપનાતરનું પેખણું, તેવો આ છે સંસાર. ॥૧૩॥
અંધ ભાવે તને કાંઈનાં સૂજે, એ સાહેબ છે તુજ પાસ;
કાલ, ક્રોધ મત્સર પરહરો, અને થાઓ સદ્ગોરજીનાં દાસ.॥૧૪॥
ગોર ઈમામનાં પ્રતાપથી, બોલે અહમદઅલી ગુલામ;
સદ્ગોરનાં કહ્યા જે કોઈ માનશે,તેનાં થાશે ઈકોતેરસોના કામ.॥૧૫॥

ગિરી ગિરવર સબ ઢુંડિયા, ઢુંડા સબ દેસ વિદેસ;
એહમદ રામ નાં પામીયે, બિન સદ્ગુરૂ ઉપદેશ.
તેજ પુજે સદ્ગુરૂ મીલે, જેના છે સુર સ્વભાવ;
સબ અંધારા મિટ ગયા, જો અહમદ દેખા ચાવ.

---

# અનુક્રમણિકા,

ॐ



# સત્પંથનું સ્વરૂપ.

## (૧) ટેક, (૨) પ્રતિજ્ઞા, (૩) નિયમ.

## (૧) સત્પંથીની ટેક.

(૧) સત્ય, (૨) પુરૂષાર્થ, (૩) પ્રેમ, (૪) સમાનભાવ, (૫) ક્ષમા.

## (૨) સત્પંથીની પ્રતિજ્ઞા.

(૧) સત્પંથના સર્વ નિયમોનું શાન્તિએ સેવન કરવું. (૨) બાળકોને સત્પંથની કેળવણી અપાવવી, (૩) અંધ શ્રદ્ધાનો ત્યાગ કરવો.

## (૩) સત્પંથીના નિયમ.

(૧) શરીર શુધ્ધી, (૨) હૃદય શુધી, (૩) વ્રત. (૪) ઉપાસના, (૫) ધ્યેય.

(૧) શરીર શુધ્ધી અર્થે, લાઈ, સુતક એટલે રજસ્વાલાથી મરણ પર્યંતના સ્નાનાદિ પ્રયોગો, શ્રી ઇમામગોરની આજ્ઞાનું કુળ ઉતરાવવા તથા પાળવા.

(૨) હૃદય શુધ્ધી અર્થે, માદક પદાર્થોનું ત્યાગ, (લશણ, ડુંગળી) હીંગ, તમાકુ, અફીણ, ગાંજો, ભાંગ, તાડી, ચડશ, માંસ, મદિરા. વ્યાજ, ગળી આદીને સર્વ પ્રકારે ત્યાગવા. શ્રી ઇમામગોરના વચનાનું કુળ.

(૩) વ્રત અર્થે, શુક્કરવારી બીજ અને દશાંશ. શ્રી ઇમામગોરની વાકયાનું સાર પાળવી અને દેવી.

(૪) ઉપાસના અર્થે, સંધ્યા ચારે વખતની, અને પુજા–ઘટ પાટાદિની ક્રીયા શ્રી ઈમામગોરની વાણી અનુકુળ કરવી.

(૫) ધ્યેય અર્થે, આજ પ્રચલિત સમયના ધ્યેય પુરૂષ, શ્રી નિષ્કલંકી નારાયણ, તેજ પરમ નિરંજનનું નુર (રૂપ) સમજી પ્રી રીતે ઇમામગોરના વચના અનુકુંળ માનવું.

# નાદે અલી

(ઓ! મહંમદ!) બોલાવ અલીને, જે સર્વ સ્થાને નિત્ય નવિનતા (આશ્ચર્યતા) પ્રગટાવનાર છે. મેળવિશતું તેને મદદગાર પોતાના સારૂ શંકટોમાં અને સર્વ આપત્તીઓમાં એ દુઃખો ઓગળાવી વેહવરાવી દેશે.

"આ મંત્ર ખ્યબરના યુદ્ધના સમયે વર્તમાનયુગના સદ્દગોર હઝ્રત નબીમહંમદ સાહેબ ઉપર શ્રી પરમાત્મા તરફથી આવ્યો હતો." "ખ્યબર"ના રાજા 'અલકમાં એ' સદ્દગોરજીનું જુજ લશકર! ને ખુલ્લો મયદાન! જોઈ હાંશી કરી, જેથી સદ્દગોરજીએ તેને કહ્યુ કે! "પરમાત્માની આજ્ઞાથી ચાલીશ દિવસમાંજ આ ખ્યબર ઉપર ધર્મ ધ્વજ ઉડતો થઈ જશે."

આ બનાવને '૩૯' દિવસ વિતી ગયા, પણ ખ્યબર જીતાયું નહિ. જેથી '૪૦'માં દિવસે અલકમાં યુદ્ધ સમે ગઢની સફીલે આવી શ્રી સદ્દગોરજીની હાંશી કરીને કહ્યું ? "ઓ મહંમદ! જો આજ ચાલીસમો દિવસ છે, તમોથી એક કાંકરો પણ લેવાયો નથી ? માટે આવ્યા એવા પાછા ચાલ્યા જાવ!" નહિ તો એવા ભૂંડા હાલે મારીશ! કે તમારી સ્થીતી જોઈ જગતના તમામ જીવા જોન, જળના ને થળના તમારા હાલ ઉપર સર્વ રોશે!

સદ્દગોરજીએ ચેતવણીથી ચેતી, તુર્ત ઘોડા ઉપરથી ઉતરી, આસનિયું પાથરી પરમાત્માને અરદાસ કરે છે! કે જિબરલ (અ) હાજર થઇ ફર્માવ્યું! આ યુદ્ધનો વિજય શ્રી નિષ્કલંકી અલી સાહેબને નામે નિમાયું છે. તેમને બોલાવો! સદ્દગોરજીએ વિનંતી કરી, ઓ સાહેબ! તું સર્વ જાણે છે, શ્રી અલી મદીનામાં છે. મદીના '૧૮' દિવસના માર્ગે દૂર છે. જિબરલે (અ.) ફરી હાજર થઈ વિનવ્યા,

કે તમો આ મંત્ર (નાદેઅલી) ત્રણવાર પઢો ! એ પધારી વિજ્યી વાવટો ફરકાવી દેશે.

શ્રી સદ્ગોરજીએ આ મંત્ર ભણવા માંડયો ! ત્રણવાર ભણ્યા નહિ હોય ! કે સમરાં ગણમાં **શ્રી નિષ્કલંકી "અલી"**નાં દર્શન થયા. તે સમયે **શ્રી અલીના હાથમાં એજ ધ્વજ હતો ! જે** 'બદર'ના યુદ્ધના સમયે હતો. **એ ધ્વજ ઉપર ચિત્ર ગરૂડનો હતો.**

---

૧ શ્રી વિષ્ણુનો ધ્વજ ગરૂડના ચિત્રવાળુંજ હોય છે. એ સનાતન નિયમ છે. ધ્વજ, શસ્ત્ર, અસ્ત્ર સર્વ શ્રી કૃષ્ણના શ્રી હરિવંશે વંશે આવીજ રહ્યાતા.

શ્રી સદ્ગોર ઇમામશાહ બાવાએ પણ કળશ ઉપરથી અક્ષત ઉતારવાના મંત્રમાં શ્રી હરી નરમહંમદશા બાવાને સંબોધી "ગરૂડ–ધ્વજ" ફર્માવ્યું છે.

એ ધ્વજોને એ શસ્ત્રો, અસ્ત્રો, આવતા. વંશે હી. સં.આ સમયે હઝરત ઇમામ અઝીઝ બિલ્લાહના સમયે એ ધ્વજોના ખજાનામાં આગ લાગવાથી એમાં કેટલાક ધ્વજોનો અંત આવ્યો હતો.
ફાતેમી દઅવતની તવારીખ પા. ૧૪૫.

———



# શ્રીયોગવાણીનાજ્ઞાન

## શ્રી યોગ વાણી જ્ઞાન, ૧.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા

ધર્તિ ના હુતી જ્યારે અસ્માન ના હુતા
ત્યારે સૃષ્ટી સંજોગ નોહોતા કોઈ;
પર્થમ યોગ કેસ મુલ વખાણુ,
તો પ્રેમ તત્વ સોહી. રે યોગેશ્વરો-
યોગ સંયોગ ગ્રહી રહિયે. ।।ટેકા।

આવા ગમનના જે ઘર હોયે નિમેડા,
લક્ષ ચોરાસી ખાણુના જે ઘર હોય છુટકારા,
તો સોહી પરમેશ્વર કહિયે. રે યોગેશ્વરો–
યોગ સંયાંગ ગ્રહી રહિયે. ॥૧॥

પ્રથમ ધંધુકાર જો હૂતા.
અને તેજ સ્વરૂપી બ્રહ્મા કાવ્યા;
તેજ મધે અબ્ધુ ધ્યાન ધરીને,
ત્યારે પ્રથમ હેત ઉપાયા. રે યોગેશ્વરો–
યોગ સંયોગ ગ્રહી રહિયે. ॥૨॥

હેત ધરીને ધંધુકાર જો કીધા,
ઉસ ભીતર નીલ ઉપાયા;
નીલ મધેથી અબ્ધુ ફીણુજો સૂજ્યા,
તો તીસ ભીતર ખીર નીપાયા. રે યોગેશ્વરા–
યોગ સંયોગ ગ્રહી રહિયે. ॥૩॥

ઉત્તપત્ એક સ્વામીયે ઈંડ નીપાયા,
તીસ માંહે સ્વામીએ પવન સમાયા;
યોગેશ્વર હુતા તે તો ધ્યાનમાંહે લાગ્યા,
સો એણીપેરે યોગ કમાયા. રે યોગેશ્વરો–
યોગ સંયોગ ગ્રહી રહિયે. ॥૪॥
ગગનમંડલ માંહે નાથજીનુંઆશણભણિયે,
ત્યાં અન્નત મૂર્તકા હો મેલા;
તે ગોર બ્રહ્માની નગરી માંહે સેવા શું ખેલે,
તે પાત્ર નિષ્કલંકી ના ચેલા. રે યોગેશ્વરો–
યોગ સંયોગ ગ્રહી રહિયે. ॥૫॥
તે માંહે ઉત્તપત બ્રહ્માને ઉત્તપત વિષ્ણુ,
તો દેવ માહેશ્વર સોહી;
ત્રણ મૂર્ત એક જયોતિ શું ખેલે,
તેને જાણેજ વિર્લા કોઈ. રે યોગેશ્વરો–

યોગ સંયોગ ગ્રહી રહિયે. ॥૬॥

વેદ કથી કથી બ્રહ્માજી રહ્યા,
અને વિષ્ણુએ મેલી માયા;
ધ્યાન ધરી ધરી બેઠા માહેશ્વર,
તો એ પરિબ્રહ્મકા પાર ના પાયા. રે યોગેશ્વરો–
યોગ સંયોગ ગ્રહી રહિયે. ॥૭॥

એકાંતિક સેવા તે અગમ ગમેવા,
મન વાચક જ્યોતિ શું ખેલે;
અમર ભેદ પ્રમાણો યોગેશ્વર,
તો ટલે જીવના જોખમી હેવા. રે યોગેશ્વરો–
યોગ સંયોગ ગ્રહી રહિયે. ॥૮॥

ભણે સદ્‌ગોર બ્રહ્મા પાત્ર ઈન્દ્ર ઈમામશાહ,
આ સત્પંથ આદિ નીપાયા;
સદ્‌ગોર પ્રસાદે જે ઋષિ વરે વર પાયા;
તેની અમર હોશે કાયા. રે યોગેશ્વરો–

પણ ચોગ સંચોગ ગ્રહી રહિયે. ॥૯॥

આવા ગમનના જે ઘર હોયે નિમેડા,
લક્ષ ચોર્યાશી ખાણુના હોયે છુટકારા,
સોહી પ્રમેશ્વર કહિયે. રે યોગેશ્વરો–
ચોગ સંચોગ ગ્રહી રહિયે. ॥૧૦॥



ॐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૨.

શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા.

પ્રથમ ધંધુકાર જ હૂતા,
ધ્યાન ધરી ધરી પ્રથમ હેત નીપાયા;
તેજ મધે સ્વામી આપે આવ્યા,
તો તેજ માહે સર્વે સૃજાયા રે યોગેશ્વરો!
યોગ માર્ગે યુક્તિયે ચાલો જોઈ ।।૧।।

અખંડ આશણ દેવે દેહીમા સૃજ્યા
ત્યારે બંબ મદ્ધે રૂપ વર્ત્યા;
મંડળ મધે જ્યારે મન પ્રકાશ્યું,
ત્યારે પિંડને રૂહ સર્વે સૃજયા. રે યોગેશ્વરો!
યોગ માર્ગે યુક્તિયે ચાલો જોઈ. ।।૨।।

શબ્દના ભેદ ત્યારે સમજીને રહ્યા,
ત્યાં શિગુંણને નિર્ગુણ સર્વે સૂજયા;
કમલ પ્રકાશી ધ્યાન ધરિયો,
ત્યારે ભેદ અભેદ બેઉ વર્ત્યા. રે યાગેશ્વરો!
યોગ માર્ગે યુક્તિયે ચાલો જોઈ. ॥૩॥

યોગી પ્રત્યે સદ્દગુરુ ભણિયા,
ત્યારે દેવને પૂજી દશાંશ આલી;
ઈન્દ્ર ઈમમા શાહે યોગ સમજાવ્યા,
ત્યારેયોગિયોએયોગમેલ્યાઉથાપી. રે યાગેશ્વરો!
યોગ માર્ગે યુક્તિયે ચાલો જોઈ. ॥૪॥



ૐ



# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૩.

—o—

શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા.

—o—

પ્રાણ સૃજીને સ્વામિયે પિંડ નીપાયા,
પ્રાણ તાણી એ છે કાયા;
કાયા મધે અબધુ કર્મ જો મેલ્યું,
તો રક્ષા માંહે સર્વ સમાયા. રે યોગેશ્વરો-
યોગ યોગેશ્વર કમાવો. ॥૧॥
યોગેશ્વર તે જે કોઈના જીવને ઓધારે,
અને જરણ મરણનાં સાંસાં ટાલે;
વૈકુંઠની વાટમાં ઉભો જો રહિને,
નર્કે જાતાં જીવને વ્હારે. રે યોગેશ્વરો-
યોગે યોગેશ્વર કમાવો. ॥૨॥

ધ્યાન ધરી ધરી ધંધુકાર જો દેખે,
અને જરણ મરણને રાખે લેખે;
નિગમને જાણી અગમ પીછાણે,
સુન કલા માંહે સર્વે દેખે. રે યોગેશ્વરો–
યોગ યોગેશ્વર કમાવો. ॥૩॥

આશન રાખીને સ્થળ પૂજાએ,
એણી યુક્તિયે જીવોનાં તારણ સોહી;
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ
યોગેશ્વર પૂરા,
તેને હાજર મિજલસમાં લેજો જોઈ.
રે યોગેશ્વરો–
યોગ યોગેશ્વર કમાવો. ॥૪॥

ॐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૪.

શ્રી સદગોર બ્રહ્મા વાચા.

વેદ વિચારીને ગોર નરને સેવો,
સત્ય કરીને તેમને સોં પો;
સત્પંથ માંહે સુધા જો રહિને
પિંડ પોતાનું ખોજો. રે યોગેશ્વરો–
યોગની યુક્તિ જાણે સો નર યોગી. ॥૧॥

આજના ભૂલ્યા નર તે પ્રલ્ય જાશે,
અમને સત્યપંથે આદ્ય પ્રમાણો;
ભણે ગુરૂ ઈમામશાહ સુણો યોગેશ્વર,
પિંડ બ્રહ્માંડમાં અમને પીછાણો. રે યોગેશ્વરો !
યોગની યુક્તિ જાણે સો નર યોગી. ॥૨॥





ॐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન ૫.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

યોગ તત્વ કેરા ભેદ વખાણો,
તે સાંભળો યોગેશ્વર જાણી;
આદે ઉનાદે નર યોગી જો હૂતા,
તેને જાણે સો સાચા નર જાણો. રે યોગેશ્વરો !
યોગના ભેદ દોહેલા. ॥૧॥

આપ સંભાળીને સેવા જો કીજે,
તો આશણ ધારણે નીવેડા;
યોગ તણા જોને નિવેડા હૂતા,
તેણે લીધા માયા તણા કેડા. રે યોગેશ્વરો !
યોગનાં ભેદ દોહેલા. ॥૨॥

યોગી તે જે યુક્તિને જાણે,
અનંત પ્રકારે યોગને સંભાલે;
કાયા માયા જે દુનિયાં મા બાલે,
તો ક્રિયામાં યોગને સંભાળે. રે યોગેશ્વરો!
યોગના ભેદ દોહેલા. ॥૩॥

યોગી તે જે યુક્તિને જાણે,
યોગ મંત્ર ને બાંધે;
ભણે ગોર ઈમામશાહ સાંભલો યોગી,
વેદ મંત્રે યોગ સાધે. રે યોગેશ્વરો!
યોગના ભેદ દોહેલા. ॥૪॥



ૐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન ૬.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

આદે ઉનાદે જોને સદ્દગોરે સૃજ્યા,
ત્રણ મૂર્ત ત્યારે સૃજી;
ત્રણ મૂર્ત એક જયોતિ શું ખેલે,
તે આદે ઉનાદે લેજો જોઈ. રે યોગેશ્વરો !
યોગ નામમર્મ કોઈનાં જાણે. ॥૧॥

આ સત્પંથ મધે સદ્દગોર આવ્યા,
અને સત્યને સંતોષ બેઉ લાવ્યા;
ધર્મ પ્રકાશીને પાપ પ્રજાલ્યા,
તો સૃષ્ટિ તણા ગોર કાવ્યા. રે યોગેશ્વરો–
યોગના મર્મ કોઈ ના જાણે. ॥૨॥

ગોરના કાંકણુ બંધાવીને પાવલ પીધા,
તે જીવ ચારે ખાણીથી છૂટયા;
દુનિયાના જીવ તે તો દુનિયા શું લાગ્યા,
તે સત્ય પંથ માંહેથી ફૂટચા. રે યોગેશ્વરો-
યોગના મર્મ કોઈનાં જાણે. ॥૩॥
ઋષિવર તે જે કોઈ રત્ન પીછાણે,
અને કાચની ઓરત ને તજે,
સત્ય પંથ વાટે ધ્યાન ધરીને.
અલખ પુરૂષને ભજે. રે યોગેશ્વરો-
યોગના મર્મ કોઈ નાં જાણે. ॥૪॥
વિષ્ણુને ઓળખીને પાત્રને પૂજે,
અને મેલે દુનિયાની આશા,
જાંબુ દ્વીપના પુરૂષનું ધ્યાન જો રાખે,
તેને હોસે અમરા પુરના વાશા. રે યોગેશ્વરો-
યોગના મર્મ કોઈનાં જાણે. ॥૫॥

આદ્ય પુરૂષ જોને સત્પંથમાં આવ્યા,
સોહી યોગી ઋષિવરને પાયા;
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ અમે
આદ્દ છું યોગી.
અમને મલે અમર થાએ કાયા. રે યોગેશ્વરો-
યોગના મર્મ કોઈના જાણે. ॥૬॥



ૐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન ૭.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

સુન મધે જોને બંબજો હુતા,
અને તેજ માંહે બંબ ઉપાયા;
યોગ મધે જોને એક ઈંડ નીપાયા,
તે ઈંડ મધે બાંધી હરિયે કાયા. રે યોગેશ્વરો–
તો યોગની યુક્તિ અનેરી. ॥૧॥
ઈંડ છેદી ને હરિયે હેત ઉપાયા,
તે હેત શું કીધો વિસ્તાર;
ઈંડમધેથી નરાકાર ઉપન્યા,
ત્યાં મૂર્ત સૃજી ચાર, રે યોગેશ્વરો!
તો યોગની યુક્તિ અનેરી ॥૨॥

હેત ધરિને દેવે જુગત નીપાઈ,
આતેજ થકી સર્વ કમાઈ;
સત્ય સંતોષે ત્રણદેવ જો રહ્યા,
તો ઓમકારશબ્દે સૃષ્ટિ નીપાઈ. રે યોગેશ્વરો-
તો યોગની યુક્તિ અનેરી. ॥૩॥

આદે ઉનાદે જોને ઓંમકાર ભણિયે,
બ્રહ્મા વિષ્ણુ માહેશ્વર ભણિયા;
શક્તિ થકી સર્વ સૃષ્ટિ નિપાઈ,
તો યે કને રહ્યા સર્વ દેવ. રે યોગેશ્વરો-
તો યોગ નીયુક્તિ અનેરી ॥૪॥

સુન મધે જોને શબ્દ ઉપના,
અને શબ્દથી સર્વે ઉપાયા;
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ,
તો તેજ માંહે તેજ સમાયા. રે યોગેશ્વરો-
તો યોગની યુક્તિ અનેરી. ॥૫॥



યો. ૨

ૐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૮.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

હેત ધરી ધરી ફીણુ જો કીયા,
ફીણુ થકી ઈંડ નીપાયા;
તે ઈંડ મધે સર્વ રચના કીધી,
ત્યારે સૃજી તે પિંડ ને કાયા. રે યોગેશ્વરો-
યોગી તે ધ્યાન માંહે રહ્યા. ાા૧ાા

આદ્ય નિરંજને ઈચ્છા જો કીધી,
પ્રથમ યોગના મૂળ નિપાયા,
તે યોગ મધે યોગિશ્વર રહીને,
તે પિંડ સાથે મેલી છે માયા. રે યોગેશ્વરો-
યોગી તે ધ્યાન માંહે રહ્યા. ાા૨ાા

કાયાને માયા બેઉ યુગલ સૃજ્યા,
તેજ મધે યોગ સમાયા;
યોગ માંહેથી હવે યુક્તિ જો સૃજી,
માંહે ત્રણ તત્વ અલોપજ રહ્યા, રે યોગેશ્વરો-
યોગી તે ધ્યાન માંહે રહ્યા. ॥૩॥
તે તત્વ માંહેથી ત્રણ ગુણ જો સૃજ્યા,
તે યોગીયે તેજ માંહે મેલ્યા;
આદ મધેથી જોને શબ્દ જો થયા,
શબ્દથી તેજ સર્વે ખેલ્યા. રે યોગેશ્વરો-
યોગી તે ધ્યાન માંહે રહ્યા. ॥૪॥
ત્રણ ગુણ થકી એક નારી જો સૃજી,
તે નારીથી સર્વે ગુણ હુવા;
ત્રણ ગુણ થકી જે અલગા રહ્યા,
તે કર્યા આદ નિરંજને જુવા. રે યોગેશ્વરો-
યોગી તે ધ્યાન માંહે રહ્યા ॥૫॥

નાથ અનાથ જોને એણી પેરે હુવા,
તો તે બેઉ તેજના છે મેલા;
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ
આશણ જોયા,
એ નાથ અનાથ ના ચેલા. રે યોગેશ્વરો-
યોગી તે ધ્યાન માંહે રહ્યા. ।।૬।।



ॐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૯.

શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા.

હેત ધરીને વિમુખ ફરીયા,
તેને નિશ્ચે ફોગટ ફેરા મલસે;
પાપના પડદા પિંડ ઉપર ફરિયા,
કર્મોની હોશો તો ફેરા ટલશે. રે યોગેશ્વરો–
યોગેશ્વર યુગમાં જીવણા થોડા. ॥૧॥

આપ વિચારો ને પાપને વારો,
નહિ તો પિંડ પ્રાણુ ના પડશે વૈરા;
જીવની જ્યોતિ જેવા નિર્મલ મોતી,
નિરંજ ઘર થાસે વાસો સવેરા. રે યોગેશ્વરો–
યોગેશ્વર યુગમાં જીવણા થોડા. ॥૨॥

પાંચ ને મારે મારી એક કરી જાણે,
પણ સૂર્ય ઉગે સંઘરામ થાશે;

સોળ કળા લેઈ સૂર્યજ તપશે,
લેખાં થાશે જીવનાં સાંઈયાં પાશે. રે યોગેશ્વરો–
યોગેશ્વર યુગમાં જીવણા થોડા. ॥૩॥

બ્રાહ્મણ યોગી ને સેવડા સન્યાસી,
તે શું જાણે કલા હમારી ?

અનંત પ્રકારે અમે કળા કીધી,
દેવના દેવ અમે યોગ કળા સાધી. રે યોગેશ્વરો-
યોગેશ્વર યુગમાં જીવણા થોડા. ॥૪॥

નવ માસ માતા એ ઉદર માંહે રાખ્યા,
તેનીએ તમે શુધ્ધ ના જાણી;

એમ બોલ્યા ઈમામશાહ તમે શુણો યોગી

તમે તજો સંસારના મીઠા પાણી. રે યોગેશ્વરો-
યોગેશ્વર યુગમાં જીવણા થોડા. ॥૫॥

આરે સંસાર લહેર સમુદ્રની કહિયે,
શુધા હશે તે ઉતરશે પાર;
અથર્વ વેદ પ્રમાણી સ્વામીને સેવો,
તો નિશ્ચે ભવનો લેસો પાર. રે યોગેશ્વરો!
યોગેશ્વર યુગમાં જીવણા થોડા. ॥૬॥



ૐ



# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૧૦.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચ્યા.

ઓંમકાર મધે ધ્યાન ધરીને,
ધંધુકાર જો ર ચિ યા;
ધ્યાન માંહેથી યોગજો સૃજા,
યોગ માંહેથી નીપની કાયા. રે યોગેશ્વરો !
યોગની યુક્તિ ન્યારી. ॥૧॥

આદિ યોગેશ્વરે યોગિ પાયા,
અને યોગિથી સૃજી માયા;
આદે ઉપન્યા તે અંતે સમાયા,
તે ધરશે નુરાની કાયા. રે યોગેશ્વરો !
યોગની યુક્તિ ન્યારી. ॥૨॥

ત્રણે મૂર્ત આદે યોગ માંહેથી સૃજી,
ત્યાં શક્તિએ સૃજી માયા;
યોગી હતા તે ધ્યાન માંહે રહ્યા,
ત્યાં યોગિયે યોગ કમાયા. રે યોગેશ્વરો-
યોગની યુક્તિ ન્યારી. ॥૩॥
ધ્યાન મધે સર્વે માયા સૃજી,
અને માયા માંહે યોગ સમાયા;
કાયા ને માયા બેહુ યુગલ સૃજ્યા,
ત્યારે યુગલ માંહે યોગ જો ઉપાયા. રે યોગેશ્વરો-
યોગની યુક્તિ ન્યારી. ॥૪॥
પ્રથમ યોગી ધ્યાન માંહે બેઠા,
અને નિરંજન રહ્યા એકેલા;
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્રઈમામશાહ યોગ કમાયા,
તે અનાથ ઘરકા એ ચેલા. રે યોગેશ્વરો-
યોગની યુક્તિ ન્યારી. ॥૫॥

ॐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૧૧.

—o—

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

—o—

આદ નાં હૂતા ઉનાદ નાં હૂતા,
ન હૂતા અક્ષરા અતિત;
શબ્દા અતિત તે યોગમાંહે રહેતા,
પછી કર્યો તે ઓંમકારાતિ. રે યોગેશ્વરો–
યોગની રીત અનેરી. ॥૧॥

તેજ ન હૂતા પુંજ ન હૂતા,
ત્યારે હૂતા તેજ બંબ સ્વરૂપ;
ત્રણ યુગ સૃજા ત્યારે બંબ માં રહ્યા છુપાઈ
તે માંહે ધ્યાન ધરિયા અરૂપ. રે યોગેશ્વરો–
યોગની રીત અનેરી. ॥૨॥

તેજ ન હૂતા ત્યારે કયાં થકી સૂજી ?
તો પંજર વિના કેમ કરી નીપાયું ?
યુક્તિ વિનાં યોગ કેમ કરી સૂજા ?
જયોતિ વિના કયાંથી સૂજાયુ ? રે યોગેશ્વરો–
યોગની રીત અનેરી. ॥૩॥

ધામ મધે જોને ધ્યાન ધરીને,
તો નિરંજન મધે નિરાકાર;
બંબ રૂપ માંહે બંધ જો હૂતા,
પછી કીધો ઓંમ ૐકાર. રે યોગેશ્વરો–
યોગની રીત અનેરી. ॥૪॥

ઓંમ મધે જોને આશાણુ જો ઉપના,
તો અતિત આદ અમે સૂજા;
ઈંડ મધે જોને ધ્યાન ધરીને,
ભેદ વેદ સર્વે સૂજા. રે યોગેશ્વરો–
યોગની રીત અનેરી. ॥૫॥

શબ્દ શુણી યોગી પાએ જો લાગ્યા,
આપી દશાંશ ને ગોર પરમાણ્યા;
ધામ નિજ ધામ તણા ગુણ ગ્રહ્યા,
કહે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ
પીછાણ્યા. રે યોગેશ્વરો–
યોગની રીત અનેરી. ॥૬॥



ૐ



# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૧૨.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

બંબ ન હૂતા ત્યારે બ્રહ્મા ન હૂતા,
ત્યારે બંબ માંહે બંબ સમાયા;

આદ્દેથી ઉપન્યા તે અંતે સમાયા,
તેમણે બાંધી નુરાની કાયા. રે યોગેશ્વરો–
યુક્તિ વિના મૂક્તિ ના હોએ. ॥૧॥

આશણ વર્તીને યુક્તિ નીપુરતી,
સૃજ્યા યોગીને યુક્તિયે ધાયા;

તે યોગી યુગ મદ્ધે પ્રત્યક્ષ બેઠા,
જેણે ચૌદ ભૂવન રચાયા. રે યોગેશ્વરો!



યુક્તિ વિના મૂક્તિ ના હોએ. ॥૨॥

કાલે ક્રોધે કાન જો થાએ,
બંબ વિસ્તારીને બંધ જો કીધા;
બંબ વિસ્તારીને બ્રહ્મ નીપાયા,
તિસમાં તેજ પ્રકાશ દીધા. રે યોગેશ્વરો !
યુક્તિ વિના મુક્તિ ના હોએ. ॥૩॥
બંબ માંહે તેજ સમાયા,
યુક્તિ વિના મુક્તિ નાં હોઈ;
ઈશ્વર ન ઓળખે તે યોગને વળગે,
સીંગી ફૂંકેથી શું હોય ? રે યોગેશ્વરો–
યુક્તિ વિના મુક્તિ ના હોએ. ॥૪॥
કરાણીયે કાયા ને કૂડી છે વાચા,
તે પડયા શુન્કારે જાયે;
બ્રહ્માના ભેદ તે પૂજો ઉપવેદ,
આગે જીવનો અરથજ થાયે. રે યોગેશ્વરો–
યુક્તિ વિના મુક્તિ ના હોએ. ॥૫॥

સુન કલા મધે ધ્યાન ધરિને,
નીપાયા ધર્મ ને પાપ,
કર્મ ટાલી જેણે ધર્મ પ્રકાશ્યા.
એણે કુળ ઓધાર્યાં માઈને બાપ. રે યોગેશ્વરો–
યુક્તિ વિના મૂક્તિ ના હોયે. ॥૬॥
જેણે સત્પંથ ના સેવ્યા તે પારાધી જેવા;
તે પડશે સેહેસ્ત્ર પચાસને ઠાએ;
માગી ખાવું ને તિર્થે નાહવું,
જેમ માછલી છે પાણીની માંહે. રે યોગેશ્વરો–
યુક્તિ વિના મૂક્તિ ના હોયે. ॥૭॥
યુક્તિ વિના યોગી જન્મ જો ખોયા,
પણ મરણા જીવણા જીવનની સાથે;
કલવારે નરઅલી મહંમદશાહને શેવો,
શુદ્ધ બુદ્ધ તે સ્વામી ને હાથે. રે યોગેશ્વરો–
યુક્તિ વિના મૂક્તિ ના હોયે. ॥૮॥

યુક્તિ જાણોને અમને પીછાણો,
તે કળા ધરિને કલિ માંહે ખેલ્યા;
ભણે ગુરૂ ઈમામશાહ શુણો મારા યોગી.
તમને હાજર હમે મલિયા. રે યોગેશ્વરો–
યુક્તિ વિના મૂક્તિ ના હોએ. ॥૯॥



ॐ



# શ્રી યોગ વાણી,જ્ઞાન,૧૩.

શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા.

આદ્દ ઉનાદ્દ ઓંમકાર ઉપન્યા,
ત્યારે શબ્દ માંહે સર્વ સમાયા;
આદથી ઉપન્યા તે અંતે સમાયા
તો તેજ મધે બાંધી હરિયે કાયા. રે યોગશ્વરો-
તો યોગના માર્ગના જાણે કોઈ. ॥૧॥

યોગી તે જે યુક્તિજ જાણે,
શબ્દ તણો લાવે જ્ઞાન;
ગગન માંહે સાધી મંડલ પ્રકાશે,
તે સૂરત મધે રાખે ધ્યાન. રે યોગશ્વરો-
તો યોગના મર્મના જાણે કોઈ. ॥૨॥



યો-૩

સંધને જાણે ને શબ્દને ઓળખે,
અને યોગની ક્રિયાને સાધે;
અગ્નિ પ્રકાશીને વાનો પ્રજાલે,
ગગન પાતાલે શૂર્તા બાંધે. રે યોગેશ્વરો–
તો યોગના મર્મના જાણે કોઈ. ॥૩॥

તાલ તમાસા બેઉ જો ડી પ્રકાશે,
સંધ તણી ક્રિયા જાણી;
ઈન્દ્ર ઈમામશાહે ઉપદેશ દીધા,
તો યોગિયે યુક્તિ પ્રમાણી. રે યોગેશ્વરો–
તો યોગના મર્મનાં જાણે કોઈ. ॥૪॥





# શ્રી યોંગ વાણી, જ્ઞાન, ૧૪.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચ્યા.



આદ ઉનાદ અમો હુતારે એકેલા,
ત્યારે શબ્દથી કર્તા મેલા;
ધ્યાન મધે જ્યારે ધુંધલ પ્રકાશ્યા,
ઉનાદ પુરૂષથી અમે ખેલ્યા. રે યોગેશ્વરો-
યોગ વિના યુક્તિનાં હોયે. ॥૧॥
ધંધુકાર મંધે ધ્યાન ધરીને,
તેજ મધે હેત ઉપાયા;
ખેંગાલ ભૂગલનાં જે હતા યોગી,
તો ખગોલ ભૂગોળ બેઉ સંધાયા. રે યોગેશ્વરો!
યોગ વિના યુક્તિ નાં હોયે. ॥૨॥
ત્રણ પ્રકાશે ત્રણ મૂર્ત સૂજી,
દશે કળા દેવે વર્તિ;

દશ કળામાં દશ આશન સૃજ્યા.
દશમે મૂકામે લીધી સૂર્તિ. રે યોગેશ્વરો.–
યોગ વિના યુક્તિ નાં હોયે. ॥૩॥

નાથ અનાથ થઇને યુગ સૃજ્યા,
યોગ પ્રસાદે બોલ સૃજ્યા;
પીંડ બ્રહ્માંડ જેણે સુર્તિમાં લીધા,
તો સર્વ પિંડ માંહેથી સૃજ્યા રે યોગેશ્વરો–
યોગ વિના યુક્તિ ના હોય. ॥૪॥

સદ્ગોર બ્રહ્માને ઓળખીને ધાઓ,
જેણે પિંડ બ્રહ્માંડ જોને સૃજ્યા;
ભણે પાત્ર ઈમામશાહે સત્પંથ સૃજા,
તે આદ ઉનાદના છે પુરા રે યોગેશ્વરો–
યોગ વિના યુક્તિ નાં હોયે ॥૫॥

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૧૫.

—o—

શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા.

—o—

બંબ ન હૂતા ત્યારે ખીર ના હૂતા,
ખીર બંબ માંહે સમાયા;
આદ્દેથી ઉપન્યા તે અંતે સમાયા,
તેણે બાંધી નુરાની કાયા. રે યોગેશ્વરો–
યુક્તિના ભેદ વિના મુક્તિ નાં હોયે.॥૧॥

યુક્તિ ને જાણે ને વેદ પ્રમાણે,
તિસ્મદ્દધેથી યોગ નીપાયા;
આશણ વૃત્તિને યુક્તિ જો સૂજી,
તે યુક્તિયે તે યોગને ધાયા. રે યોગેશ્વરો–
યુક્તિના ભેદ વિના મૂક્તિ નાં હોયે. ॥૨॥

બંબ રૂપ માંહે બંધ જો હોતા,
ત્યારે ત્યાં હેત શું તેજ બંધાયા;
નિરંજન નારાયણે ધ્યાન ધરીને,
હેત થકી ઇંડ નિપાયા. રે યોગેશ્વરો–
યુક્તિના ભેદ વિના મુક્તિ ના હોયે. ॥૩॥
નુર વિસ્તારીને બંબ નીપાયા,
તો બંબ માંહે તેજ સમાયા;
આદિ યોગેશ્વરે જ્યારે ધ્યાન જો ધરિયું,
ત્યારે હેત ધરી ઇંડ નીપાયા. રે યોગેશ્વરો–
યુક્તિનાં ભેદ વિના મુક્તિ નાં હોયે. ॥૪॥
સુન્કાર મધે ધ્યાન ધરીને,
ધર્મ કર્મ બેઉ નિપાયા;
ઈમામશાહ કહે અમે આદે છું યોગી,
અમારા તેજ માંહે સર્વે સમાયા. રે યોગેશ્વરે
યુક્તિનાં ભેદ વિના મૂકિત ન હોયે. ॥૫॥

ॐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૧૬.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

આદ્દ યોગી તેનું ધ્યાન છે મોટું,
અને ચેલા તણી સર્વે એ માયા;
કામ થકી યોગીની કાયા ઉપની,
તો પિંડ માંહે યોગ સમાયા. રે યોગેશ્વરો–
યોગ તણા આશણ દોહેલા. ॥૧॥
શબ્દ થકી જોને સૌ નીપાયું,
તો એ વસ્તુ રહી છે ન્યારી;
શક્તિ એ તેની સેવા જો કીધી,
તેને ત્રણે દેવ રહ્યા ઘેરી. રે યોગેશ્વરો–
યોગ તણા આશણ દોહેલા. ॥૨॥

એણી પેરે નાથ યોગી જો ઉપન્યા,
અનાથ સેવાએ આવ્યા;
નાથ અનાથ બેઉ યુગનો સંગમ,
ત્યાં સૃષ્ટિ સંયોગ બેઉ લાવ્યા. રે યોગેશ્વરો–
યોગ તણા આશણ દોહેલા. ॥૩॥
હેત થકી જોને શબ્દ ઉપન્યા,
તેજ મધે સર્વે સમાયા;
ત્રણ મૂર્તે યુક્તિ જો જાણી,
તો એ નાથ યોગિયે પાયા. રે યોગેશ્વરો–
યોગ તણા આશણ દોહેલા. ॥૪॥
પ્રથમ હુતા તે અંતે જો ઉપન્યા,
તો આદ્દે અંતે યેહ યોગ કમાયા;
ઈંદ્ર ઈમામ શાહે સેવા દેખાડી,
તો નાથ તણી શુદ્ધ પાયા. રે યોગેશ્વરો–
યોગ તણા આશણ દોહેલા. ॥૫॥

ૐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન,૧૭.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

સુન મધે જ્યારે સેવા હોજાગી,
ત્યારે શબ્દ થકી તેજ ઉપાયા;
તેજ મધે જોને શબ્દ સમાયા,
ત્યારે શબ્દ થી તેજ ઉપાયા. રે યોગશ્વરો–
તો યોગ નાં ભેદ અનેરા. ॥૧॥
જ્યોતિ થકી જોને યોગી નીમાયા,
યુક્તિ થકી જ્યોતિ નીપાઈ;
તેજ માંહેથી ત્રણ તત્વ સર્જ્યાં,
યોગ નાં માંહેથી સર્વે લીધા. રે–
તો યોગ નાં ભેદ અનેરા. ॥૨॥

કરણુ માંહેથી કલાઓ સર્વે જાગી,
ત્યારે સુન ચકર હેવે સાધ્યા;
તેજ કલા માંહેથી યોગ પ્રકાશ્યા,
ત્રણ તત્વનાં ભેદ હેવે બાંધ્યા. રે યોગેશ્વરો–
તો યોગ નાં ભેદ અનેરા. ॥૩॥

અનંત યુગયોગ પહેલાં અમે કમાયા,
અનંત વિષ્ણુ અમે નીપાયા;
અનેક બ્રહ્મા અમે આગળ સૃન્યા,
શિવ ને નારાયણુ અમે સૃન્યા. રે યોગેશ્વરો–
તો યોગ નાં ભેદ અનેરા. ॥૪॥

બ્રહ્મ કુંડ માંહે ભરમ પરજાલ્યું,
પણુ બ્રહ્મના ભેદ અનેરા;
દિપક જ્યોતિ તે તે માંહે સમાઈ,
તીસ કારણુ નાખ્યા ફેરા, રે યોગેશ્વરો– 
તો યોગ નાં ભેદ અનેરા ॥૫॥

યોગ માંહેથી યોગી ઉપન્યા,
તો યોગેથી સર્વે નીપાયા;
આદ નિરંજન તે યોગીનાં ચેલા,
તે યોગી અમ માંહે સમાયા. રે યોગેશ્વરો-
તો યોગ નાં ભેદ અનેરા. ા૬ા

યોગ તત્વનાં ભેદ વખાણું,
અનંત યોગી કેરા મેલા;
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામ શાહ
કહે અમે ભભુત માંહે સૂન્યા,
અમે આદે યોગેશ્વર એકેલા. રે યોગેશ્વરો-
તો યોગ ના ભેદ અનેરા. ા૭ા



ૐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૧૮

શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા.

પ્રથમ હેતથી તેજ ઉપાયા,
હેતને તેજ બેહુ યુગલ શું ધ્યાના;
તેજથી હેત ઉપાયા,
તો બેહુ માંહે બેહુ સમાયા. રે યોગેશ્વરો–
અનાથે નાથજો સૂજ્યા. ॥૧॥
આદિ નાથથી નાથ યોગેશ્વર,
તે વેદ થકી શુદ્ધ પાઈ;
ભેદ માંહે વેદવશે અપરંમપાર,
એણી પેરે બેઉ સમાઈ. રે યોગેશ્વરો–
અનાથે નાથજો સૂજ્યા. ॥૨॥

આદિ યોગેશ્વરે ઈંડ નીમાયું,
તો તે માંહે તેજ સમાયા;
છેદન કરીને ઉત્પત સૃજી,
નુર માંહે નુર સમાયા. રે યોગેશ્વરો!
અનાથે નાથજો સૃજ્યા. ॥૩॥
માયા પ્રકાશીને દેવજો કાવ્યા,
ત્રણ ટોળ ત્યારે સૃજ્યા;
શબ્દ કારણ વાચા જો કીધી,
તો આદિ અંતે બેહુ આવ્યા. રે યોગેશ્વરો–
અનાથે નાથજો સૃજ્યા. ॥૪॥
નિરંજન નામનુ આશણ ભણિયે,
સત્ય સૃષ્ટિ ના સદ્ગોર સાંઈ;
ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામ
શાહે એ સેવા દેખાડી,
તો એ નાથ તણી શુદ્ધ પાઈ. રે યોગેશ્વરો!
અનાથે નાથજો સૃજ્યા. ॥૫॥

ૐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન. ૧૯.

શ્રી સદ્ગોર બ્રહ્મા વાચા.

ધામ સ્વરૂપિ નિરંજન ભણિયે,
ત્રણે મૂર્ત એક કિર્તાર;
ગગન માંહે આશાણ ભણિયે,
હમે અંતર ધરિયા ધ્યાન. રે યોગેશ્વરો!
તો યોગ યોગેશ્વર કમાઓ ॥૧॥

ધ્યાન ધરી ધરી માહેશ્વર યોગી,
જેણે પિંડને બ્રહ્માંડ બેહુ કીધા;
મુંડ મુંડાયે મોક્ષ નાં પાઈયેં,
તેણે નર્કના માર્ગ લીધા. રે યોગેશ્વરો.
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૨॥

સત્પંથ ન સૂજે તે મર્મ નહિ બુજે,
તેની આશા તૃષ્ણા નાં મૂઈ;
ઈંડ માંહેથી અઢારે આલમ સૃજ્યા,
ઈંડ બાજ કોઈ નાં હોઈ. રે યોગેશ્વરો–
તો યોગ યોગેશ્વર કમાઓ. ॥૩॥
તેરે દહાડે અમે આપે જો હૂતા,
અમે અલેખ પુરૂષ ઘેર જાણુ;
તેરે દાડાની તમને ખબરો ન પાઈ,
તેથી પડશો તે ચોર્યાશી નીખાણ. રે યોગેશ્વરો–
તો યોગ યોગેશ્વર કમાઓ ॥૪॥
આવા ગમને આવ્યાને અર્થ ના પાયા,
પ્રાણ પડતાં નહિ લાગે વારે;
પ્રાણીનો અર્થ તો એમ નહિ સીજે,
તે સત્પંથ નાં મૂલ નહિ જાણે. રે યોગેશ્વરો–
તો યોગ યોગેશ્વર કમાઓ ॥૫॥

મુલના જાણે તે પ્રતિમા પ્રમાણે;
એ પથ્થર માંહે ક્યાંથી પ્રભુ પામે ?
જેણે એ તમને યોગ દેખાડ્યો,
પણ તે છે અમારા ચેલા રે યોગેશ્વરો-
આવા યોગ યોગેશ્વર કમાઓ. ॥૬॥

ચરણ પખાળે ને આગલ ચાલે,
પણ તેમને ધર્મ અમે આપ્યા;
પીર નાં પીછાણે ને આપ મતે ચાલે,
તમે પડશો અંધકારે થાપ્યા, રે યોગેશ્વરો-
આવા યોગ યોગેશ્વર કમાઓ. ॥૭॥

ધુંધલ વેશને આલે ઉપદેશ,
પણ આશા તૃષ્ણા નાં મૂંઈ;
મમ્તાના મૂકે ને યુગે ધ્યાન ચૂકે,
એઈમાની પડશે બંધાઈ. રે યોગેશ્વરો-
આવા યોગ યોગેશ્વર કમાઓ. ॥૮॥

અમે નાથને સિદ્ધ સમજાવ્યા,
સત્પંથ સાહિર માંહે તરવું;
પીર પેગામબર તમે પ્રતક્ષ પૂજો.
જેથી ટળે જીવની જંજાળ. રે યોગેશ્વરો–
આવા યોગ યોગેશ્વર કમાઓ. ॥૯॥

કર્તવ્ય ખોટા ને થાઓ છો મોટા,
પણ મોટાઈયે મર્મ નહિ પામો;
માંગી ખાવું ને વૈકુંઠ જાવું,
એ દો દો બાતાં નહિ પામો. રે યોગેશ્વરો–
આવા યોગ યોગેશ્વર કમાઓ. ॥૧૦॥

કાચી છે કાયા ને ખોટી છે માયા,
તેને મરતાં નહિ લાગે વાર;
શબ્દ છે સાચા ને પિંડ છે કાચા,
કોણ કર્તવ્યથી જીવડા છૂટે. રે યોગેશ્વરો–
આવા યોગ યોગેશ્વર કમાઓ. ॥૧૧॥

સતપંથે ધાવું તે પાપે નિવારણ થાવું,
નિશદિન જપવું સાંસ ઉસાસે;
ઈમાનની ભક્તિને જીવોની મુક્તિ,
એથી જરણ મરણનાં ભય ભાંગે. રે યોગેશ્વરો–
આવા યોગ યોગેશ્વર કમાઓ ॥૧૨॥

ત્રણ મૂર્ત આદિ યુગ માંહે આવ્યા,
તેને એક કરીને જાણો;
ભણે ઈન્દ્ર ઈમામશાહ તમે ભૂલ્યા,
જપતપ યોગે તમે યોગ કમાઓ. રે યોગેશ્વરો–
આવા યોગ યોગેશ્વર કમાઓ. ॥૧૩॥



ૐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૨૦.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

કરમ કરી કરી કંથા હો પેરી,
આ યુગમાંહે ફોગટ ખાસો ફેરા;
અગમ નિગમની યુક્તિ ના જાણી,
જરણ મરણ એહુના કીધા હેરા. રે યોગેશ્વરો–
જયોત જાણે સોહીનર યોગી. ॥૧॥

જે દાડે શૂનના હૂતા શબ્દનાં હૂતા,
ન હોતા પિંડ બ્રહ્માંડ ઉપાયા;
જલનાં હૂતા ને કમલના હૂતા,
ત્યારે નહોતા મોહને માયા. રે યોગેશ્વરો–
જયોત જાણે સોહીનર યોગી. ॥૨॥

ધરતીનાં હૂતીને અસમાન નાં હૂતા,
ત્યારે નહોતા મેરૂ કૈલાશ;
તે દિવસે અમો આપો આપ હૂતા,
અમે યુક્તિ મૂક્તિ કીધી પ્રકાશ. રે યોગેશ્વરો-
જયોત જાણે સોહી નર યોગી.॥૩॥
યુક્તિ મુક્તિ મધે મન્ચ્છા ધરીને,
અમે ધરમ કરમ બેહુ કીધા;
કરમ ધરમ વચ્ચે કર્મો કરીને,
અમે ચારે ખાણ પેદા કીધા. રે યોગેશ્વરો-
જયોત જાણે સોહીનર યોગી. ॥૪॥
ચારે ખાણ મધે હેત ધરીને,
અમે ઉત્પન્ન ઈંડ પેદા કીધા;
ઈંડ માંહે અમે ઈચ્છા કરીને,
અમે નરને નારાયણ બેઉ સીધ્યા. રે યોગેશ્વરો-
જયોત જાણે સોહીનર યોગી. ॥૫॥

અમે સત્યા ધરીને સંસાર કીધો,
અમે આપ્યો અજંપા જાપ;
તમને સત્પંથ માંહે સૂજ્યા;
તમેનાં આં લખ્યા નારાયણ આપ. રે યોગેશ્વરો-
જયોત જાણે સોહીનર યોગી. ॥૬॥
જ્યાંસુધી નાથું નાં નાથ નથી મલીયા,
ત્યાં લગી લક્ષ ચોરાસી નહિ ભાંગે;
યોગી તે જે કોઈ જીવને ઓધારે,
કર્મ ધર્મ કાંએ નાં લાગે. રે યોગેશ્વરો-
જયોત જાણે સોહીનર યોગી. ॥૭॥
છત્રીસ પંથ સર્વ ને જાણે,
અને જયેમ અંદ્ધા અથડા આ;
કરણુ કલફ આગળ વહી તે ગયા,
તે માંહે ઈશ્વરે મુકી છે માયા. રે યોગેશ્વરો-
જયોત જાણે સોહીનર યોગી, ॥૮॥

એ નિરંજનના જોરે તેજ માંહે,
ત્રણ મૂર્તે ઈચ્છા જો કીધી,
એ નરને પ્રસાદે નિરંજન ભણિયા;
એ ત્રણે મુર્ત એક કિર્તા રે સિધ્યા. રે યોગેશ્વરો-
જયોત જાણે સોહીનર યોગી. ॥૯॥
એવા ગુરૂ મલે તો પાતક જાએ;
અમે ત્રિભોવન તારણ આવ્યા;
તેવા ગુરૂ યોગી તમને નથી મલિયા,
માયા નાં બાંધ્યા માર ખાવા. રે યોગેશ્વરો-
જયોત જાણે સો નર યોગી.॥૧૦॥
ત્રણ મુર્ત સૃજીને સંસાર નીપાયા,
શુદ્ધ બુદ્ધ તણા એ દાતાર;
ભણે ઈમામશાહ આદ પુરૂષથી આવ્યા,
અમને સેવે તે શુદ્ધ નિર્ધાર, રે યોગેશ્વરો-
જયોત જાણે સો નર યોગી.॥૧૧॥

ૐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૨૧.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

ધંધુકાર માંહે ધ્યાન ધરીને,
દશે કલા દેવે કીધી;
ઇંડ મધે યોની આસન સૂજ્યા,
ત્રણ ગુણને વાચા દીધી. રે યોગેશ્વરો–
યોગની યુક્તિનાં વિચાર અનેરા. ।।૧।।
કરમ ધરમ બેઉ યુગલે બંધાયા,
તે યોગને યુક્તિ બેઉ સૂજ્યા;
અમે આદે ઉનાદે નાથાતિત અકેલા,
અમે યોગનાં આશણે વર્ત્યા. રે યોગેશ્વરો–
યોગની યુક્તિના વિચાર અનેરા. ।।૨।।

સંતોષ મધે જોની સત્ય જો સૂજ્યું,
ત્યારે દત્ત તણો વ્યવહાર;
દયા ઉપાશી ને ધર્મ જો સૂજ્યું.
ત્યારે કર્મ તણા હૂવા વ્યવહાર. રે યોગેશ્વરો-
યોગની યુક્તિના વિચાર અનેરા. ॥૩॥
બ્રહ્મ પણ જોઈને બ્રહ્મ કલા કીધી,
ત્યારે યોગિયે યુક્તિ જાણી;
કહે ઈન્દ્ર ઈમામશાહ ચરણે લાગ્યા,
અંતે સદ્ગોર બોલ્યા વાણી. રે યોગેશ્વરો-
યોગની યુક્તિનાં વિચાર અનેરા. ॥૪॥



ૐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૨૨.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

શબ્દાતિતે જોને સત્ય ઉપાયું,
તો ક્ષર ને અક્ષર નીપાયું;
અક્ષર હુતા તે તો આશણે રહ્યા,
તો ક્ષર સંયોગ લઈ આવ્યા. રે યોગેશ્વરો–
તો યોગની યુક્તિ અનેરી. ॥૧॥

ધુંધળ સાધીને ધ્યાન જો વર્ત્યું,
તો તેજે માયા પ્રકાશી;
આશણે અહાર લઈ ગયા યોગેશ્વર;
તો અતિત રહ્યા અપવાશી. રે યોગેશ્વરો–
તો યોગની યુક્તિ અનેરી. ॥૨॥

સત્ય સંતોષ વલી ક્ષમા સાંધી,
તો યુક્તિ ક્રિયા માંહે વાધી;
કહે ઈન્દ્ર ઈમામશાહ યોગ સમજાવ્યો,
ત્યારે યોગી ને સુધિયા આવી. રે યોગેશ્વરો–
તો યોગની યુક્તિ અનેરી. ॥૩॥



ૐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૨૩

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

ઈંડ મધે પ્રથમ ધ્યાન ધરીને,
તો ધ્યાન મધે સર્વે ઇચ્છયું;
દશ કલા દેવે દેહી માંહે સૃજી,
તે કલા માંહે સર્વે પ્રિછયું. રે યોગેશ્વરો–
યોગ માર્ગે યુક્તિયે ચાલીયે જોઈ. ॥૧॥
અખંડ આસણ દેવે ઈચ્છા માંહે સૃજયું,
તો રેખા માંહે રૂપ વત્યું;
મંડલ મધે જ્યારે મન પ્રકાશ્યું,
પિંડને આહાર સર્વે સૃજયું. રે યોગેશ્વરો.–
યોગ માર્ગે યુક્તિયે ચાલીયે જોઈ. ॥૨॥

શબ્દનાં ભેદ ત્યારે સમજીને રહ્યા,
ત્યારે ગુણને નિર્ગુણ બેઉ સૂજ્યા;
કમલ પ્રકાશી ધ્યાન ધરીને,
ત્યારે ભેદ અભેદ બેઉ વર્ત્યાં. રે યોગેશ્વરો-
યોગ માર્ગે યુક્તિયે ચાલીયે જોઈ.॥૩॥

યોગ પ્રવર્તે સદ્ગોર વચને જાણીયા,
ત્યારે દેવને પુજી દશાંશ આપી;
ભણે ઇંદ્ર ઈમામશાહ યોગ સમજાવે,
ત્યારે યોગી નાં મેલાં સ્થાપી. રે યોગેશ્વરો-
યોગ માર્ગે યુક્તિયે ચાલીયે જોઈ.॥૪॥

---

ॐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન. ૨૪.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

પ્રથમ ધંધુ કાર જો હૂતા,
ત્યારે તેજ મધે સ્વામી હૂવા;
તેજ મધે સ્વામીયે ધ્યાન ધરીને,
પ્રથમ હેતજ પ્યદા હૂવા. રે યોગેશ્વરો–
યોગના માર્ગ દોહેલા. ॥૧॥

પિંડ બ્રહ્મંડ નાં સ્વામીયે કીધા નીમેડા,
ત્યારે પ્રથમ તે પ્રીતજ બાંધી;
નુર તજલ્લાથી હેતજ ધરિયું,
ત્યારે પવન પાણી રહ્યા સાધી. રે યોગેશ્વરો–
યોગના માર્ગ દોહેલા. ॥૨॥

નર હરિ કાયા ને શબ્દ ઉપાયા,
તો શુન છેદીને ચક્ર લીધા;
આપો તે આપ સ્વામી અળગા રહીને
ત્યા મન માંહી ચરિત્ર કીધા. રે યોગેશ્વરો–
યોગના માર્ગ દોહેલા. ॥૩॥
રત્ન પ્રકાશીને સ્વામીયે તેજ દેખાડ્યું,
ત્યારે નાભી થકી નૂર ઝરિયા;
કહે ઇંદ્ર ઈમામશાહે કુંભ દેખાડ્યા,
તેમાં અદ્દબદ્ નુર ભરિયા. રે યોગેશ્વરો –
યોગના માર્ગ દોહેલા. ॥૪॥



ॐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૨૫.

શ્રી સદ્‌ગોર બ્રહ્મા વાચા.

ધંધુકાર માંહે ધ્યાન ધરીને,
તો કરણ માંહે કરણી કમાંઈ;
કલપ મધે અમે કલ્પના કીધી,
તો યુક્તિયે સૃષ્ટિ નીપાઈ. રે યોગશ્વરો–
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૧॥

યુક્તિ મધે અમે યોગ જો સૃજયો,
તો યોગ મધે સર્વે યોગ સૃજ્યા;
ભાષા માંહે તે સર્વે યોગેશ્વર,
તો ભાષા માંહે સર્વે વર્ત્યા. રે યોગશ્વરો–
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૨॥

આજ કલિયુગ મધે યોગી કોનેરે કહિયે ?
કહોને ભેષ નાં વ્યવહાર ?
કઈ રે યુક્તિયે તમે યોગી કહેવાયા ?
કઈ પેરે રહ્યા છો સંસાર ? રે યોગેશ્વરો–
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૩॥
તમને કોણે અંતે યોગ દેખાડયા ?
અને કોણે ભભુત જો આપી ?
કોણ રૂપની તમે કલા જો માનો ?
તમને કોણે યોગી કીધા સ્થાપી ? રે યોગેશ્વરો–
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૪॥
તમે શું રે કમાઓ ને શું રે આચરો ?
અને કેવા ધરો છો ધ્યાન ?
આવેલામાં વાટ ક્યાં થકી લીધી ?
તમને કોણે બતાવ્યા યોગના જ્ઞાન ? રે યોગેશ્વરો–
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૫॥

તમને કોણે પરમોધીને ઉપદેશ દીધા ?
તમને કોણે દેખાડયો આ ધર્મ ?
યુગ યુગાંતરમાં તમને કોણે સમજાવ્યા ?
તમે કીયે જાપે બાળો કર્મ ? રે યોગેશ્વરો–
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૬॥
અમે સદ્‌ગોર બ્રહ્માના આશણ પુંજું,
અને કલા રે સેવું તમારી;
અથર્વ વેદના અમે વાકય ભાંખું,
અને સત્પંથ સેવું વિચારી. રે યોગેશ્વરો–
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૭॥
પીર સુદરદીન પીર કબીરદીને ઉપદેશ દીધો,
અમને દેખાડયો આ ધર્મ;
નિષ્કલંક નામે અમને જાપ જપાવ્યા,
અમે તેણે બાળું છું કર્મ, રે યોગેશ્વરો–
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૮॥

સત્ય સંતોષની અમને યુક્તિ દેખાડી,
કશાણીની ભભૂત અમને આપી;
પાત્ર હુરચેની નો અમને પરવાર દેખાડયો,
અમને ત્યાંથી યોગી કીધા થાપી. રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૯॥
જાંબુદ્રીપના અમને આશણ દેખાડયા,
ત્યાંથી યોગી થયા અમે અનેરા;
સુદરદીન કબીરદીનના વાયક પ્રમાણ્યા;
અમે તેથી છૂટયા બંધન ફેરા. રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૧૦॥
ઈન્દ્ર ઈમામશાહને બ્રહ્મા પ્રમાણ્યા,
ત્યારે યોગી તણા સાંસાં ભાગ્યા;
નવરે નાથ ને સિદ્ધ ચોર્યાસી,
આપી દશાંશ ને પાએ લાગ્યા. રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ૧૧॥

ભણે પાત્ર બ્રહ્મા ઈન્દ્ર ઈમામશાહ,
તમે અથર્વ વેદના વાચક કમાઓ;
જાંબુદ્વીપની તમે યુક્તિ સેવો,
તો સેહેજે અમરા પુર જાઓ. રે યોગેશ્વરો-
તો યુક્તિ વિના યોગ દોહેલા. ॥૧૨॥



ॐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૨૬.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

ઈચ્છા કરીને જ્યારે આશને બેઠયા,
ત્યારે મર્મસ્થળે ધ્યાન ધરિયું;
વચને તે સાચાને પોતાની વાચા,
તો આપો આપે સર્વે સર્જ્યું, રે યોગેશ્વરો-
ત્રણ તત્વનો ભેદ જાણે કોઈ. ॥૧॥
યુક્તિએ અહાર યુક્તિયે વ્યવહાર,
આનંદ શબ્દે જ્યોતિ પ્રકાશી;
તંત્ર મંત્રના સર્વે ભેદ જો કીધા,
તો શબ્દે કરી સર્વે લીધા. રે યોગેશ્વરો-
ત્રણ તત્વનો ભેદ જાણે કોઈ. ॥૨॥

માયા છેદીને છત પ્રકાશી,
ત્યારે કલા ધરીને ધ્યાનજ ધરીયું;
તેજ માંહેથી મૂર્ત સૃજી,
તેને મસ્તગે નીર ઝરિયું. ૨ યોગેશ્વરો-
ત્રણ તત્વના ભેદ જાણે કોઈ. ॥૩॥
આતન માંહેથી ત્રણ મૂર્ત સૃજી,
ત્યારે ત્રણ કળા દેવે કીધી;
ભણેપાત્રબ્રહ્માઈન્દ્ર ઈમામશાહે શુદ્ધ દેખાડી,
ત્યારે યોગિયે વાણી ગ્રહી લીધી. ૨ યોગેશ્વરો-
ત્રણ તત્વના ભેદ જાણે કોઈ. ॥૪॥

---

ॐ

# શ્રી યોગ વાણી, જ્ઞાન, ૨૭.

શ્રી સદ્દગોર બ્રહ્મા વાચા.

અનંત આરંભ સ્વામીયે ઈંડ માંહેથી કીધો
અનંત લીલા ત્યાંહ વલી કીધી;
ઓંમ (ॐ) કાર શબ્દે ઈંડિજો છેદયું,
ત્યારે વ્યવહારે વાચા ત્યાં દીધી. રે યોગેશ્વરો–
તો યોગ પ્રકાશીને યુક્તિ કીધી. ॥૧॥
ધ્યાન ધરી ધરી આરંભ કીધા,
ત્યારે ભાવ વિવેક સર્વે સૃજ્યા;
રતન અનંતની જ્યોતિ પ્રકાશી,
ત્યારે હેત કમલ થકી સૃજ્યા. રે યોગેશ્વરો–
તો યોગ પ્રકાસીને યુક્તિ કીધી ॥૨॥

શબ્દને સાદ બેઉ તડો વર આવ્યા,
તો વિવેક તણા વિચારો;
ત્રણ મૂરત એક જયોત શું બેલે,
તેને જાણે તે જાણણહારો. રે યોગેશ્વરો-
તો યોગ પ્રકાશીને યુક્તિ કીધી. ॥૩॥
ગગન પાતાલ દેવે સુન માંહેથી સૂજ્યા,
તો ભેદ અભેદ ના નીમેડા;
બ્રહ્માઈન્દ્ર ઈમામશાહે શુન્ય દેખાડ્યું,
ત્યારે યોગીનાં થયા નિવેડા. રે યોગેશ્વરો-
તો યોગ પ્રકાશીને યુક્તિ કીધી. ॥૪॥



